


આદિવાસી બાળકોનું બાલપત્ર

સપ્ટેમ્બર-ઓક્ટોબર ૨૦૦૮
અંક :૨૫

**સંપાદક**
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા

**પરામર્શક**
ભગવાનદાસ પટેલ
ચામુલાલ રાઠવા
કાનજી પટેલ
ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન**
નીરજ કેંગે

**પ્રકાશક**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮

# અનુક્રમણિકા



'બોલ' ના વાચકમિત્રોને વિનંતી છે કે 'બોલ'માં સમાવાયેલ વિષયોને અનુરૂપ જો કોઈ લખાણ તમારી પાસે હોય અથવા આપને લખવાની ઈચ્છા હોય તો તે લખી નીચેના સરનામે મોકલશો.

**સંપાદકશ્રી, 'બોલ'**
19, એમ.એમ. પાર્ક, બારડોલી
ફોન નં. : 02622 - 223394

**Asia**




## Countries in Asia

Afghanistan , Armenia, Azerbaijan, Bahrain, Bangladesh, Bhutan, Brunei Darussalam, Burma, Cambodia, China, East Timor, Gaza Strip, Hong Kong, India, Indonesia, Iran, Iraq, Israel, Japan, Jordan, Kazakhstan, North Korea, South Korea, Kuwait, Kyrgyzstan, Laos, Macau, Malaysia, Maldives, Mongolia, Myanmar, Nepal, Oman, Pakistan, Palestinian Territory, Paracel Islands, Philippines, Qatar, Russia (Asia and Europe), Saudi Arabia, Singapore, Sri Lanka, Syria, Taiwan, Tajikistan, Thailand, Turkey, Turkmenistan, United Arab Emirates, Uzbekistan, Vietnam, Yemen

# સંપાદકીય



સ્વાતંત્ર્ય દિવસ અને રક્ષાબંધન, એવા રાષ્ટ અને પરિવારના બે ઉત્સવો હમણાં જ આપણે મનાવ્યા. દેશપ્રેમ અને ભાઈ-બહેનનો પ્રેમ બંને બહુ પવિત્ર છે. ૧૫ ઓગષ્ટ, ૧૯૪૭માં ભારત દેશ આઝાદ થયો ત્યારથી આ રાષ્ટ્રીય પર્વ આપણે દર વર્ષે ઉત્સાહપૂર્વક મનાવીએ છીએ. ૧૫મી ઓગસ્ટ, ૧૯૪૭ પહેલાં ભારત દેશ અંગ્રેજોની ગુલામીમાં હતો. આપણો દેશ હોવા છતાં ભારત ઉપર અંગ્રેજોની હકુમત હતી. દેશને ગુલામીમાંથી મુક્ત કરવા માટે આઝાદીની ચળવળ ઘણાં વર્ષો સુધી ચાલી જેમાં આપણા વડીલો પણ જોડાયા હશે.

આપણા મહાત્મા, મોહનદાસ કરમચંદ ગાંધીએ આઝાદીની ચળવળ ઉપાડી હતી. આઝાદીની ચળવળમાં ભારતના તે સમયના યુવાનો, વડીલો, સ્ત્રી-પુરુષ, સૌ ઉત્સાહપૂર્વક જોડાતાં ગયાં. ૧૯૩૦માં ગાંધીજીએ સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા સાથે મીઠાના સત્યાગ્રહ માટે દાંડીકૂચ કરી. ૧૨ માર્ચ, ૧૯૩૦ના રોજ સાબરમતી આશ્રમથી શરૂ થયેલી આ યાત્રા ૬ એપ્રિલ, ૧૯૩૦ના રોજ દાંડીમાં પૂરી થઈ. ૧૯૪૨માં ગાંધીજીએ અંગ્રેજોને 'હિંદ છોડો' ની હાકલ કરી. છેવટે, ૧૯૪૭ની ૧૫મી ઓગસ્ટે સત્ય અને અહિંસાના હથિયાર દ્વારા ભારતને આઝાદી આવાની. સત્ય એટલે સાચું અને અંહિસા એટલે કોઈ જીવને મન, વાણી અથવા કર્મથી નુકસાન કે દુ:ખ ન પહોંચાડવું. જીવમાં માણસ, પશુ, પક્ષી, જીવ જંતુ વગેરે બધાનો સમાવેશ થાય. ત્યારથી આપણે સૌ ૧૫મી ઓગસ્ટનું રાષ્ટ્રીય પર્વ મનાવીએ છીએ.

મિત્રો, આપણા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીને આ ભજન બહુ પ્રિય હતું:

''વૈષ્ણવ જન તો તેને રે કહીએ, જે પીડપરાઈ જાણે રે,

પરદુ:ખે ઉપકાર કરે તોયે મન અભિમાન ન આણે રે.''

આપણા આદિ કવિ નરસિંહ મેહતાનું આ પદ-ભજન તો તમે સાંભળ્યું જ હશે. આ પદ સાંભળવાની સાથે





આપણી અંતરની આંખ ઉઘડે છે. પોતાની પીડા તો બધા જાણે છે, પણ બીજાની પીડાને જાણવી અને પોતાની કરવી એ બહુ મોટી વાત કહેવાય. સાથે, એ પીડા દૂર કરવા માટે બધું જ કરી છૂટવું એ તો સૌથી મોટી વાત છે. ગાંધીજીએ બીજાની પીડાને પોતાની ગણી, શક્ય એટલું બધું જ કર્યું. માટે તેઓ મહાત્મા તરીકે ઓળખાયા.

ગાંધીજીનાં 'હિંદ સ્વરાજ', 'સત્યના પ્રયોગો', 'ખરી કેળવણી', 'કેળવણીનો કોયડો', 'આરોગ્યની ચાવી', 'પાયાની કેળવણી' વગેરે અનેક પુસ્તકો છે. તેમના પુસ્તક 'મારા સ્વપ્નનું ભારત'માં બાળકો સંદર્ભે તેમણે લખ્યું છે, ''તમારા-મારા કરતાં બાળકમાં મનની લાગણી વધારે સારી હોય છે. જો આપણે નમ્ર બનીએ તો જીવનનો મોટામાં મોટો પાઠ આપણે પુખ્ત ઉંમરના વિદ્વાન માણસો પાસેથી નહીં પણ કહેવાતાં અજ્ઞાન બાળકો પાસેથી શીખીશું. ખ્રિસ્તે જયારે કહ્યું કે બાળકોના મુખમાં ડહાપણ હોય છે ત્યારે તેમણે ઊંચામાં ઊંચું અને ભવ્યમાં ભવ્ય સત્ય કહ્યું. મારો તેમાં વિશ્વાસ છે અને મારા અનુભવમાં મેં એ જોયું છે કે જો આપણે નમ્રતાપૂર્વક અને નિર્દોષપણે બાળકો પાસે જઈએ તો તેમની પાસેથી આપણે જરૂર ડહાપણ શીખીએ....''

સાથે, બાળક જેવી જિજ્ઞાસા, નિર્દોષતા, પ્રેમ, તર્કમાં રહેલું સત્ય, ખૂબ જ શીખવા જેવું છે.

મિત્રો, છેલ્લે તમારી પાસે એટલી આશા રાખું છું કે, બાપુને જે ભજન સૌથી પ્રિય હતું એ આપણે પણ પ્રિય બનાવીએ અને એ ભજનને ગમે ત્યાં ગાઈ શકાય તે માટે મોઢે કરીએ. એ ભજનને વડીલો પાસે જઈ ગાઈશું તો વધારે માન આપણે પ્રાપ્ત કરી શકીશું. ને સૌને પ્યારાં થઈશું. ☺☺






# યાહામોંગી માતા



ગુજરાતમાં સાતપુડાના દુર્ગમ ભાગમાં નર્મદા જિલ્લાના સાગબારા તાલુકામાં દેવમોગરા ગામમાં એક મંદિર છે. અહીં મહાશિવરાત્રીએ મોટી જાત્રા ભરાય છે.

એક દિવસ દાબનો રાજા જંગલમાં શિકારે ગયો. દૂરથી રડવાનો અવાજ આવ્યો. અવાજની દિશામાં એ ગયો તો ઝાડ નીચે બેઠી એક બાળકી રડતી દેખાઈ. તે ૧૨ વર્ષના કારમા દુકાળનો સમય હતો. બાળકી દુબળી ને મરણના પંથે લાગેલી દેખાઈ. રાજાએ તેની પુછપરછ કરી. એનું નામ મોંગી હતું. રાજાને એના પર દયા આવી. એટલે એને મહેલમાં તેડી ગયો.

રાજાની રાણી દેવગોંદારી સદ્‌ગુણી અને વિદ્વવાન હતી. રાજા-રાણીને કોઈ સંતાન ન હતું. એટલે મોંગીને પેટની દીકરી હોય એમ ઉછેરીને મોટી કરી. મોંગી સ્વભાવે આનંદી હતી. દેખાવડી અને પ્રેમાળ હતી, એટલે આખા કુટુંબની વ્હાલી હતી. પછી દાબના રાજાને એક દીકરો થયો. એનું નામ ગાંડા ઠાકર હતું. મોંગીએ એને પોતાનો સગ્ગો ભાઈ માન્યો. થોડાં વર્ષો વીત્યાં અને રાણીને હેલાબ અને નિલાબ નામની બે દીકરીઓ થઈ. તોય મોંગીને એણે પારકી ન માની.



મોંગી ઘરમાં આવી ત્યારથી રાજાના ઘરની ધનદોલત વધતી ગઈ. જે વર્ષે તે મળી તે જ વરસે પુષ્કળ વરસાદ પડ્યો. દુકાળનું નામોનિશાન ન રહ્યું. રાજા પ્રજાને અનાજ વહેંચવા





લાગ્યો.



પડોશમાં કરજણ નદીને કાંઠે ધાણીખુંટનું નામનું રાજય હતું. ત્યાંનો રાજા તારાહામલ ને રાણી ઉનરાવાણું. એમનો દીકરો રાજા પાન્ઠો ગાંડા ઠાકુરનો જીગરી દોસ્ત હતો.

એક દિવસ ગાંડા ઠાકુર રાજા પાન્ઠાને પોતાના ઘેર લઈ આવ્યો. એ રાજા પાન્ઠાએ મોંગીને જોઈ. એને મોંગી ગમી ગઈ. રાજાએ બન્નેને પરણાવ્યા. હવે રાજા પાન્ઠા અને મોંગી દાબમાં રહેવા લાગ્યાં. પછી એમણે દેવમોગરાનું નવું ગામ વસાવ્યું. રાજા પાન્ઠા અને મોંગી દેવમોગરામાં રહેવા લાગ્યાં.

રાજા પાન્ઠા અને ગાંડા ઠાકુર એકબીજાની બેનો સાથે પરણ્યા એટલે ‘આટાચાટા’ ભાઈ કહેવાયા.

મોંગીએ ગામના લોકોની સેવા કરી. એ મરીને સ્વર્ગમાં ગઈ. પછી રાજા પાન્ઠા, ગાંડા ઠાકુર અને બધાં સગાંવહાલાંએ મળી એની મૂર્તિ બનાવીને સ્થાપી. એ જ મોંગી દેવીના નામથી પૂજાય છે. લોકોમાં એવી માન્યતા છે કે જે ઘર ઉપર મોંગી દેવીનો આર્શીવાદ હોય એ ઘરમાં કશું ખૂટે નહીં. મોંગીદેવી ભૂખ્યાને ખાવા આપે, તરસ્યાને પાણી પાય, એટલે લોકો એમની પૂજા કરે.

સાગબારાના વસાવા કુટુંબમાં મોંગીદેવી વહુ થઈને આવી ને એના સારા કામથી દેવી બની. આ ઘરની વહુ એટલે સાગબારાના વારસદારોને પહેલી પૂજાનાં માન મળે. તોયે દેવી આગળ પડદો કરી પછી જ પૂજાની વિધિ થાય. ©©





# કઠિયારો



એક શહેરમાં એક કઠિયારો રહેતો હતો. તે જગંલમાંથી લાકડાં તોડી લાવે અને જે પૈસા મળે એમાંથી ઘરખર્ચ ચલાવે અને થોડું દાન પણ કરે. બધા એને ઘરનો કઠિયારો કહેતા.

એક દિવસ શંકર ભગવાન ભિક્ષુકનો વેશ ધારણ કરી પોતે એ શહેરમાં આવ્યા. ઘેર-ઘેર ફર્યા પણ કોઈએ એમને ભિક્ષા આપી નહીં. છેવટે એ કઠિયારાના ઘેર ગયા. કઠિયારાએ એમને આવકાર આપ્યો. એમને બેસાડ્યા, જમાડ્યા ને ભિક્ષા આપી. આ ગરીબ માણસે મારી સેવા કરી છે. મારે એના ઉપકારનો બદલો ચૂકવવો જોઈએ એમ વિચાર કરી ભિક્ષુકના સ્વરૂપમાં શંકર ભગવાન બોલ્યા, ' આજે રાત્રે આ શહેરમાં આગ લાગવાની છે. તું દૂર જઈ ડુંગરની પાછળ છુપાઈ જજે પણ શહેર તરફ વળીને જોઈશ નહીં.'



કઠિયારો અને એની બૈરી ડુંગરની પાછળ છુપાઈ ગયાં. રાત્રે શહેરમાં આગ લાગી. કઠિયારાને પોતાના ઘરની ઘણી ચિંતા થવા લાગી. એટલે એણે ડુંગર પાછળથી ડોકિયું કરીને જોયું તો આખું શહેર બળી રહ્યું હતું. પણ કાંઈ વિચાર કરે એ





પહેલાં કઠિયારો અને તેણી પત્ની વાંદરાં બની ગયાં. એક ઝાડથી બીજે ઝાડ કૂદવા માંડ્યાં. તે પછી શંકર ભગવાને એક પક્ષીની જોડી તૈયાર કરી. જે ઝાડપર વાંદરાં કૂદાકૂદ કરી રહ્યાં હતાં એ જ ઝાડ પર બન્ને પક્ષી જઈને બેઠાં. વાંદરાંઓને જોઈ પક્ષી આપસમાં બોલવા લાગ્યાં, 'આ કઠિયારા અને એની બૈરીને શંકર ભગવાન રાજારાણીનો અવતાર આપવાનાં હતાં. પણ એમણે શંકર ભગવાનનું કહ્યું ન માન્યું એટલે વાંદરાં બની ગયાં. હવે એ બન્નેએ કૂવામાં ડૂબી મરવું જોઈએ, તો જ એમને રાજારાણીનો અવતાર મળી શકશે.'

પક્ષીઓની વાતો વાંદરાં સાંભળી રહ્યાં હતાં. જીવતા જીવે કૂવામાં ભૂસકો મારવાની એમને હિમ્મત ન થઈ. તોય વિચાર કરી વાંદરી તૈયાર થઈ. બન્ને ઝાડ પરથી નીચે કૂદી પડ્યાં. દોડતાં-દોડતાં બન્ને એક કૂવા પાસે પહોંચ્યાં. વાંદરીએ કૂવામાં ભૂસકો માર્યો અને ડૂબી ગઈ પણ વાંદરાંની હિંમત ન થઈ. એ કૂવાની પાસે બેસી રહ્યો. થોડી જ વારમાં વાંદરી માનવ અવતારમા આવી ગઈ.





માનવ-અવતારમાં આવેલી એ સ્ત્રી બહુજ રૂપાળી હતી. એટલામાં શહેરના રાજાનો સિપાઈ કૂવે પાણી ભરવા આવ્યો. એણે કૂવામાં આ સ્ત્રીને જોઈ. એ દોડતો-દોડતો રાજા પાસે પહોંચ્યો. રાજાને કહ્યું, 'રાજા, તમારે સાત રાણીઓ છે, પણ એ બધી રાણીથી પણ વધુ રૂપાળી એવી સ્ત્રી કૂવામાં છે. તમારી પટરાણી તરીકે શોભે એવી છે; રાજા કૂવા પાસે ગયો. જોયું તો ખરેખર રાણી તરીકે શોભે એવી ખૂબ જ રૂપાળી સ્ત્રીને જોઈ. એને કૂવામાંથી બહાર કઢાવી મહેલમા લઈ ગયો. કૂવાની પાળે વાંદરો બેઠો હતો, એણે ઘણો ઉધમ મચાવ્યો. પણ એનું શું ચાલે ? લોકોએ એને ભગાડી દીધો. બિચારો વાંદરો કૂવા પાસેના ઝાડ ઉપર રહેવા લાગ્યો.

રાજાને ઘેર આવેલી સ્ત્રીએ કહ્યું, 'જુઓ રાજાજી, મેં એક માનતા રાખી છે. મારી માનતા પૂરી ન થાય ત્યાં સુધી મારે તમારાથી અલગ રહેવું પડશે. મારી માનતા પૂરી થાય એટલે આપણે પરણીશું અને સાથે રહીશું.' રાજાએ એને અલગ ઘર બનાવી આપ્યું.

એ સ્ત્રીની અમુક દિવસની માનતા પૂરી થઈ એટલે કૂવે જઈ પૂજા કરી. નારિયેળ વધાવ્યું, બધાને પ્રસાદ વહેંચ્યો. એ વાંદરાને પણ પ્રસાદ મળ્યો. પ્રસાદ ખાધો તો વાંદરાને હિંમત આવી. એણે કૂવામાં ભૂસકો માર્યો. વાંદરો મરી ગયો. બધાં ઘેર પાછાં ફર્યાં. રાત પડી ત્યારે વાંદરો માનવ અવતારમાં જન્મ્યો. તે વિચારમાં પડ્યો, 'મારી બૈરી તો રાજાના ઘરમાં છે. રાજા એને છોડશે નહીં. અને હવે હું શું કરું?' આમ વિચાર કરતાં-કરતાં તેણે ઊંઘ આવી ગઈ.

ઊંઘમાં તેને સપનું આવ્યું. સપનામાં શંકર ભગવાન આવ્યા. બોલ્યા, 'તું માટીનો નાગ તૈયાર કર અને રાજાના મહેલમાં મૂકી આવ. નાગ રાજાને દંશ દેશે, રાજા મરી જશે અને તું રાજા થઈશ.

કઠિયારો જાગ્યો. તેણે માટીનો નાગ બનાવ્યો અને રાજમહેલમાં મૂકી આવ્યો. રાજા ત્યારે સૂતો હતો. સૂતેલા રાજાને નાગે દંશ કર્યો. રાજા તત્કાળ મરી ગયો.

હવે કઠિયારો અને એની બૈરી રાજા-રાણી બની રાજમહેલમાં રહેવાં લાગ્યાં. કઠિયારાએ ભિક્ષુકની સેવા કરી, એનું તેને ફળ મળ્યું. ☺☺





# આમ કેમ?



આમ કેમ, આમ કેમ, મુજને થાતું આમ કેમ?
ચાંદો રાતે, સૂરજ દિવસે, શિયાળે ઠંડી, ઉનાળે ગરમી
ચોમાસે વરસાદ, આમ કેમ...
આમ કેમ, આમ કેમ, મુજને થાતું આમ કેમ?

કોયલ કાળી, પોપટ લીલો, બગલો ધોળો, આમ કેમ?
કેરી ઝાડે, દ્રાક્ષ વેલે, ગાજર ભીંડા, આમ કેમ?
આમ કેમ, આમ કેમ, મુજને થાતું આમ કેમ?
મરચું તીખું, આમલી ખાટી, શેરડી ગળી, આમ કેમ..?
પોપટ પાંજરે, કૂતરા બારણે, સિંહ જંગલમાં, આમ કેમ?

આમ કેમ, આમ કેમ, મુજને થાતું આમ કેમ?
પંખી માળે, પશુ ગુફામાં, માછલી પાણીમાં આમ કેમ..?
અજબ ગજબની આ દુનિયામાં અચરજ થાતું આમ કેમ?
આમ કેમ, આમ કેમ, મુજને થાતું આમ કેમ?







# રાઠવા સમાજ





ઘણાં વર્ષો પહેલાં, શરૂઆતમાં માણસ કંદમૂળ ભેગાં કરીને પોતાનું જીવન-ગુજરાન ચલાવતો હતો. ધીરે-ધીરે તે પશુપાલન અને ખેતી જેવા  પ્રયોગો અપનાવતો ગયો. આજે એ આર્થિક સુખસગવડની દિશામાં આગળ વધતો જઈ રહ્યો છે. ખેતીનાં ક્ષેત્રમાં તે સ્થાયી ખેતી કરવાનું શીખ્યો જેની અંદર ઘણાં સ્ત્રી-પુરુષો સામાન્ય રીતે હળ, કોદાળી, પાવડા વગેરેનો ઉપયોગ કરીને અનાજ પકવતા થયાં. અનાજ ભેગું કરતાં થયાં. આમ, માણસનો સામાજિક, આર્થિક અને ધાર્મિક વિકાસ ખેતીને મધ્યમાં રાખીને થયો છે.

ગુજરાતમાં વસેલી રાઠવા જાતિ આદિવાસી જનજાતિનો સમુહ છે. વડોદરા જિલ્લામાં રહેતાં રાઠવા આદિવાસીઓ મુખ્યત્વે ખેડુત છે. તેઓ પોતાની ઓછી ઉપજાઉ, ખાડા-ટેકરાવાળી જમીનમાં મકાઈ, જુવાર, ડાંગર, તુવેર, અડદ, મઠ, કોદરા વગેરે પાકોની ખેતી કરે છે.

રાઠવા સમાજમાં લોકો પોતાના લોકજ્ઞાનથી ઘર બાંધે છે. રાઠવા સમાજનાં ઘરો ચોરસ, લંબચોરસ આકારનાં હોય છે જેનાં છાપરાં તાડ અને સાગનાં પાનથી કે ઘાસથી ઢાંકવામાં આવે છે. કેટલાક લોકો વાંસની  દીવાલ ચીપોની બનાવે છે. ક્યાંક ઈંટ માટીના ચણતરવાળાં હોય છે અને નળિયાંથી છાવણી કરે છે. દરેક ઘરની સાથે ઓટલાની આગળ અડાળી હોય છે. તેમાં પાળેલાં પશુઓ રાત્રે બાંધવામાં આવે છે.

રાઠવાઓમાં પીઠોરો એક ખાસ દેવ છે. તેને ‘બાબો પીઠોરો’ કહેવામાં આવે છે. જ્યારે ખેતીવાડીમાં સારી બરકત ન આવતી હોય, ઘરમાં મંદવાડ રહેતો હોય, ઘરમાં કુંવારાં છોકરા-છોકરી કાયમ બીમાર રહેતાં હોય, ત્યારે આવા સમયે ઘરનાં વડીલો બાબા પીઠોરાદેવની માનતા રાખી દેવ-દેવતાઓની પૂજા કરાવતા







હોય છે. તેમના કુટુંબીઓને સારું વર્ષ હોય ત્યારે બાબા પીઠોરા દેવની પૂજા કરતાં હોય છે. રાખેલી માનતા પૂરી થતાં ઘરની દીવાલ ઉપર અનૂકૂળતાએ બાબા પીઠોરાનું ચિત્રણ કરાવતા હોય છે. ચિત્રણ કરનારાઓને રાઠવા આદિવાસી 'લખારા'કહે છે. તેની પૂજાવિધિ બળવો(ભૂવો) કરતો હોય છે. ત્યાર બાદ ઘરમાલિક વારતહેવારે તેની પૂજાવિધિ કરતો હોય છે. ઘરમાં દર ત્રણ કે પાંચ વર્ષે પાણગાની પૂજાવિધિ કરવામાં આવે છે.

રાઠવા આદિવાસીનાં દેવ-દેવીઓનાં સ્થાનકે માટીની ચીજવસ્તુઓ જોવા મળે છે જેવી કે માટીના ઘોડા, બળદ, હાથી, વાઘ, ઢાબા વગેરે. બાબ પીઠોરાનાં ચિત્રોના રંગોમાં ખૂબ જ ચમક આવે છે. અને તે ઘણાં વર્ષો સુધી ટકી રહે છે. હવે તેઓ કાપડ ઉપર પણ ચિત્રો બનાવે અને વેચે છે . રંગપુર સઢલીના ચીલિયાભાઈ રાઠવા ખૂબ સુંદર પીંઠોરા દોરતા હતા. તેઓ તેમના પીંઠોરા વારલી શૈલીમાં બનાવતા હતા. હવે એમના પુત્ર દેશીંગભાઈ આ કળા આગળ વધારી રહ્યાં છે. 'બોલ' ના બધા ચિત્રો દેશીંગભાઈ દ્વારા દોરવામાં આવે છે. મલાજા ગામના માનસિંગભાઈ રાઠવા પણ ખૂબ જાણીતા પીંઠોરા ચિત્રકાર છે. પિઠોરા ચિત્રથી રાઠવા સમાજનું ઈતિહાસ અને સંસ્કૃતિ સમજી શકાય છે.



રાઠવા શિકાર અને ધનુષ-વિદ્યામાં ખૂબ જ આગળ છે. તે તીર અને કામઠું રક્ષણ માટે હંમેશાં પોતાની સાથે હથિયાર તરીકે રાખે છે.

રાઠવા જાતિનાં લોકો વસ્ત્રો અને ઘરેણાંનાં ખૂબ જ શોખીન છે. તેઓના વસ્ત્રોના રંગો ખૂબ જ આકર્ષક હોય છે. રા ઠવા સમાજની સ્ત્રિઓ ચાંદીના ઘરેણા પહેરે છે.

રાઠવા લોકોનો મુખ્ય ખોરાક અળદની દાળ અને મકાઈ કે ડાંગરનો રોટલો છે. ખાસ પ્રસંગે તેઓ મકાઈના વડા





બનાવે છે.



રાઠ વિસ્તારમાં હોળી અને દશેરો ખુબ ઉત્સાહાથી ઉજવાય છે. રાઠવા લોકો રાઠવી ભાષા બોલે છે. રાઠવા જાતિના મેળાઓમાં તેમનાં નૃત્યો, વાદ્યો, વસ્ત્રો, ઘરેણાં વગેરે ખૂબ જ જોવાલાયક હોય છે. તેમનો ખાસ નૃત્ય ટીમલી હોય છે. આ વિસ્તારમાં દર અઠવાડિયે ગામે ગામ હાટ ભરાતા હોય છે. સોમવારે ભરાતી કંવાટની હાટ અને શનિવારની છોટાઉદેપુરની હાટ ખુબજ પ્રખ્યાત છે.

રાઠવા લોકો ઘણી જીવન-જરૂરિયાતની વસ્તુઓ પોતે બનાવે છે. તેઓ માટીના ચૂલા તેમજ વાસણો, વાંસની મોસેટી, ઘરનાં નળિયા, ઈંટો, ખેતીનાં ઓજારો, વાદ્યો, પાટલા, ખાટલા, શિકારનાં સાધનો, દેવના ખૂંટડા, ગાડું, ભીંડીના રેસામાંથી દોરી, દોરડાં, ખાટલાનું વાણ ઉઢેંણ, ગોફણ, બળદની નાથ, મોરી કે પાણી કાઢવાનાં દોરડાં હાથ વડે વણે છે.

તેમનાં દેવ-દેવીઓનાં મંદિરો હોતાં નથી, પણ ઝાડ, પથ્થર કે ખેતર-વાડામાં, ડુંગર કે નદીના કિનારે, ગામના સીમાડે કે ગામની વચ્ચે સ્થાનક હોય છે.

રાઠવા સમાજની કલા, ઘરવખરીના સાધનો, ખેતીના ઓજારો તેજગઢમાં આવેલ ‘વાચા સંગ્રહાલય’ માં જોવા મળે છે. રાઠવા લોકો ગુજરાત રાજયનાં વડોદરા જિલ્લામાં આવેલ પાવીજેતપુર, છોટાઉદેપુર, કવાંટ, નસવાડી તાલુકામાં વસે છે. જો તમે આ વિસ્તારમાં જાવ તો રાઠવા લોકોની મુલાકાત લઈ શકો છો. જો તમારા આદિવાસી સમાજ વિશે અમને લખીને મોકલો તો અમને ‘બોલ’ માં પ્રકાશિત કરીએ. ☺☺







# સાત ભાઈ



એક માના સાત દીકરા હતા. સાતે ભાઈઓ એકસાથે રહેતા હતા. મોટો ભાઈ કામની દેખરેખ કરતો અને બાકીના છ ભાઈ ખેતરનાં બીજાં બધાં કામ કરતા હતા. સખત મહેનત કરવાથી તેઓને સારી કમાણી થતી હતી.

એક વાર એમણે ખેતરમાં કાકડી વાવી હતી. બધા ભાઈઓના બાળકો ખેતરે આવ્યા. કાકડી જોઈ બધાને કાકડી ખાવાનું મન થયું. મોટા ભાઈએ સાત બાળકોને સાત કાકડી તોડી આપી. બધાં બાળકો કાકડી લઈ ઘરે આવ્યાં ને પોતપોતાની કાકડી ખાવા લાગ્યા. છ ભાઈઓના બાળકોની કાકડી કડવી નીકળી અને મોટા ભાઈના દીકરાની કાકડી મીઠી નીકળી. એટલે છએ ભાઈઓ અને એમની વહુઓ ખીજાઇ ગઇ, 'આપણે બધાંએ કામ કરવાનું અને જે ખરાબ હોય એ ખાવાનું. મોટા ભઈ કામ કરતા નથી ને વળી સારું જોઈ પોતાના દિકરાને ખવડાવે.' કાગનો વાઘ કરી વહુઓએ ભાઈઓને ઉશ્કેર્યા. ભાઈઓ ગુસ્સે થયા અને તેઓએ મોટા ભાઈને મારી નાખવાનું કાવતરું કર્યું.

એક દિવસ બળતણ ભેગું કરવા સાતે ભાઈ જંગલમાં ગયા. તેઓએ કાંટાળાં લાકડાં ભેગાં કરી બળદગાડું ભર્યું. પછી મોટા ભાઈને ગાડું હાંકવા બેસાડ્યો. રસ્તામાં બધા ભાઈઓ પાણી પીવા રોકાયા. ધીરેથી એક ભાઈએ બળદને છોડી દીધો અને મોટા ભાઈ સાથે ગાડું ખાઈમાં ધકેલી દીધું. મોટો ભાઈ લાકડાં નીચે દબાઈ ગયો. તેના આખા શરીરમાં કાંટા ભોંકાયા, અને બન્ને આંખો ફૂટી ગઈ. મોટો ભાઈ મરી ગયો હશે, એમ માની બધા ઘરે પાછા ફર્યા.



મોટો ભાઈ કાંટામાંથી પરાણે બહાર નીકળ્યો. આંખે દેખાય નહીં એટલે એને રસ્તો જડ્યો નહીં. અહીં-તહીં અથડાતો, ભટકતો ચાલવા લાગ્યો. ચાલતાં-ચાલતાં એક વડના ઝાડ નીચે આવ્યો. નીચે બેસીને હાથ લંબાવ્યા તો વડના ટેટા હાથ





ચઢ્યા. એ ખાધા ને ઝાડ નીચે તે સૂઈ ગયો.

વડના ઝાડ પર ભાત ભાતનાં પંખીડાં બેસી વાતો કરતાં હતાં. સૌથી સારું પક્ષી કોણ એની ચર્ચા થઈ રહી હતી. કોઈ કહે, ‘બગલો સારો. એનાં પીછાં સફેદ, પગ લાંબા. અને એની ડોક પણ કેવડી લાંબી છે! બીજા કોઈ પક્ષીએ ખોડ કાઢી, ‘પણ એ ગંદકી કેટલી કરે છે! જ્યાં ત્યાં ચરકે છે.’

બગલાએ કહ્યું, ‘ભલે, હું વધારે ચરકું છું. પણ મારી ચરકથી આંધળાને દૃષ્ટિ આવે એ તમને ખબર છે.’ ઝાડ નીચે સૂતો મોટો ભાઈ આ બધી ચર્ચા સાંભળી રહ્યો હતો. એણે અહીં-તહીં હાથ ફેરવી ઓલોડની ચરક ભેગી કરીને પોતાની આંખને લગાડી. એને તરત દેખાવા લાગ્યું. તે વિચાર કરવા લાગ્યો, ‘એક સંકટમાંથી તો બચી ગયો છું, પણ ઘરે જઈશ તો બીજું સંકટ આવશે. એના કરતાં તો ક્યાંક દૂર દેશમાં જવું સારું’. મોટો ભાઈ ઊભો થઈ ચાલવા લાગ્યો.

રસ્તે ચાલતાં એક ઝૂંપડી પાસે આવ્યો. એક ડોસીમા એકલાં એ ઝૂંપડીમાં રહેતાં હતાં. આ ભાઈએ







ડોસીમાને પોતાની મુશ્કેલી કીધી. ડોસીમાએ ભાઈને તેમની સાથે રહેવા કીધુ. તો આ ભાઈ પણ એમની સાથે રહેવા લાગ્યો.

એ દેશના રાજાની કુંવારી કન્યા દેખાવડી હતી. પણ તે આંધળી હતી. રાજાએ ઘણી દાવાદારૂ કર્યાં, વૈદ બોલાવ્યા, હકીમ તેડાવ્યા. ભગતે પણ પ્રયત્ન કર્યા. પણ કંઈ ફરક પડ્યો નહીં. રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે જો કોઈ રાજકુમારીની આંખોની દવા કરશે તો એને અરધું રાજ અને રાજકુમારી ઈનામમાં મળશે. ઘણા લોકોએ પ્રયત્ન કર્યા પણ કાંઈ વળ્યું નહીં. રાજકુમારીના લોભે આવનારાઓની ભીડ જોઈ મોટા ભાઈએ પુછ્યું ત્યારે ડોસીમાએ માંડીને બધી વાત કહી. ભાઈને થયું, ‘ મારી આંખ સુધરી ગઈ છે. મારી પાસે હજી દવા બાકી છે. અખતરો કરી જોઉં?’ ભાઈએ ડોસીમાને કહ્યું, ‘ડોસીમા, મારી પાસે દવા છે. હું રાજકુમારીની આંખ સુધારવાનો પ્રયત્ન કરું ? રાજા મને ફાંસીએ તો નહીં ચઢાવે ? તમે રાજાને કહી આવશો ?’

ડોસીમા રાજાને કહી આવ્યાં. રાજાએ મોટા ભાઈને તેડાવ્યો અને રાજકુમારીના ઓરડામાં મોકલ્યો. મોટા ભાઈએ પોતાની પાસે રાખેલી ઓલીડની ચરક કાઢી, સાત વાર ભગવાનનું નામ લીધું અને રાજકુમારીની આંખ ઉપર ચોપડી દીધી. થોડી વારમાં રાજકુમારીને દેખાવા લાગ્યું. રાજાને ઘણો આનંદ થયો. એણે બન્નેને પરણાવ્યાં અને અરધું રાજ આપ્યું. મોટો ભાઈ રાજા બન્યો.

અહીં છ એ ભાઈઓના દિવસ ફર્યા. જમીન-જાયદાદ, ઘરબાર, બધું વેચાઈ ગયું. મજૂરી કરતા ફરવા લાગ્યા. ફરતા-ફરતા બધા મોટા ભાઈના રાજમાં આવ્યાં. એમની વહુઓ રોજ લાકડાં વેચવા રાજમહેલની આસપાસ ફરતી હતી. એક દિવસ અટારીમાં ઊભા રાજાએ તેમને જોયા. દૂરથી જ ઓળખ્યા. મોટા ભાઈએ સિપાઈને બોલાવીને કહ્યું, ‘આવતી કાલે લાકડાવાળાના કુટુંબને બોલાવજે. કહેજે કે બમણા પૈસા મળશે.’

બીજે દિવસે બધા ભાઈઓ, એમની વહુઓ અને દીકરાઓ સાથે લાકડાં લઈ રાજા પાસે આવ્યા. રાજાએ બધાંને બેસાડ્યા. કહ્યું , ‘જુવો, આપણે પોતાની નજરે જોવું જોઈએ. કોઈના કહેવાથી ખોટું કામ કરવું નહીં. મેં ખેતરમાં દેખ-રેખ કરી એટલે સારો પાક આવ્યો. તમે મારી સાથે અન્યાય કર્યો, પાપ કર્યું. તે તમે હવે ભોગવી રહ્યા છો. બીજી વાર એવું કરશો નહીં.’ એવી શિખામણ આપી મોટા ભાઈએ તઓએ પૈસા આપ્યા અને ફરી કામધંધે વળગાડ્યા. ◎◎





# પતંગિયું



એક નાનું પતંગિયું આવતું'તું (૨)
મારી સંગે પતંગિયું રમતું'તું ... એક
નાનકડી આંખડી કેવી સોહામણી
જુદા-જુદા રંગમાં રંગીલી પાંખડી
આખો દિવસ એતો અરતું'તું...મારી
આમ તેમ જોતી એતો દેખાયના
દોડી-દોડી જાતી એ તો પકડાય ના
ધીમે ધીમે એ પાસે આવતું'તું... મારી...
ખીલ્યાં છે ફૂલડાં જુદી જુદી જાતનાં
આવે પતંગિયાં જુદા જુદા રંગમાં
ફૂલોની વાત મને કહેતું'તું.... મારી...
ડોલે છે છોડવા નાચે પતંગિયાં
ઊડી ઊડી આવી મારા ખોળામાં બેસતા
એ તો મને ખૂબ ખૂબ ગમતું'તું ... મારી ...







# રાક્ષસ અને શાપ



એક ગરીબ ઘરડો માણસ હતો. એને કોઈ સંતાન ન હતું. એણે ઘણા દેવોની બાધા રાખી, પણ સંતાન ન થયું. એટલે તે બહુ દુ:ખી હતો.

એક વાર સાધુના વેશમાં એક રાક્ષસ ફરતો-ફરતો આ માણસ પાસે આવ્યો. ઘરડાએ પોતાનું, રોદણું રોયું. વાત સાંભળીને સાધુએ કહ્યું, 'હું તને સંતાન આપી શકું. પણ તને એક શર્ત કબુલ કરવી પડશે.' સાધુએ મંત્ર મારીને ઘરડાને દવા આપી અને કહ્યું, 'છોકરો મોટો થાય તો તારે તારો છોકરો મને સોંપી દેવો.' ઘરડાએ શર્ત કબૂલ કરી. ઘરડાએ પોતે દવા ખાધી અને બૈરીને પણ ખવડાવી.

એક વર્ષ થયું ને એમના ઘરમાં બાળક જન્મ્યું. મા-બાપ ખુશ થયાં. બાળક મોટું થયું. ઘરડાએ એને મંત્રવિદ્યા શિખવાડી. છોકરો હોશિયાર હતો એટલે એણે બધું શીખી લીધું. હવે એ મંત્રવિદ્યાથી કોઈપણ રૂપ લઈ શકતો હતો.









થોડો સમય વીત્યો. શર્ત પ્રમાણે સાધુ આવ્યો ને ઘરડાએ વચન પ્રમાણે દીકરો સાધુને સોંપી દીધો.

એક દિવસ સાધુ અને છોકરો ગીચ જંગલમાંથી જઈ રહ્યા હતા. ત્યારે સાધુએ રાક્ષસનું રૂપ લીધું. મોં ફાડીને એણે છોકરાને ગળી જવાની તૈયારી કરી. એટલામાં છોકરાએ માખીનું રૂપ લીધું ને સામેથી આવતા પાડાના કાનમાં ઘૂસી ગયો. રાક્ષસ બગલો બન્યો ને પાડાની પીઠ પર બેસી માખી બહાર આવવાની વાટ જોઈ રહ્યો. છોકરો ઘભરાયો ને એક પાણીના ડબકામાં કૂદી પડ્યો. હવે એણે માછલીનું રૂપ લીધું. બગલો પાણીમાં ઊભો રહી બધું પાણી શોષતો ગયો અને બોલ્યો, ‘એ છોકરા, તું ગમે ત્યાં જા, હવે હું તને નહીં છોડું. હું તને ખાધા વિના નહીં રહું.’

આ સાંભળી છોકરાએ અનાજના દાણાનું રૂપ લીધું. રાક્ષસ ઉંદર બની દાણો કોતરવા લાગ્યો. છોકરાએ સાપનું રૂપ લીધું અને રાક્ષસને શાપ આપ્યો, ‘હવે તું ઉંદર જ રહેજે અને હું સાપ જ રહીશ.’ સાપે ઉંદરને ખદેડી મૂક્યો. ત્યારથી રાક્ષસ ઉંદર જ રહ્યો અને છોકરો?

એ તો છોકરો બની પોતાનાં મા બાપ પાસેપહોંચી ગયો. ☺☺





# 'લાલાભાઈ'





'બોલના' ગયા અંકમાં ગુજરાતના મધ્યભાગમાં આવેલી ઓરસંગ નદીના કાંઠાના કોચરકાકાની ઓળખ આપણે બધાએ કરી છે. આ ઓરસંગ નદીના સમાન્તરે પંચમહાલ જિલ્લામાં મહી નામની મોટી નદી આવેલી છે. આ મહી નદીના કાંઠાઓમાં પણ ભીલોની વસ્તી ખૂબ જ પ્રમાણમાં છે. મહી, એ ખૂબ જ પ્રાચીન નદી છે. રાજસ્થાનના મેવ આદિવાસીઓની કેટલીક સંખ્યા જૂના સમયમાં સ્થળાંતર થઈને મહી કાંઠાઓમાં ભરાઈ બેઠી હતી. આ પ્રજા ભીલ હતી. તેમના વંશજો છેક તાપી નદીના કાંઠાઓ સુધી વસ્યા હોવાનું પણ જણાય આવે છે. સાતપૂડામાં વસ્તા ભીલો,'મેવાસી ભીલ' તરીકે ઓળખાય છે. જે તાપી કાંઠાઓમાં તે માવચી ભીલ તરીકે જાણીતા છે. નર્મદા નદીના કાંઠાઓના ડુંગરોમાં રહેતા આ ભીલોને ડુંગરાભીલ તરીકે ઓળખવામાં આવે છે. આગળ જતાં પંચમહાલની સરહદ તરફ આ ભીલોને મેવા અને માવાસા તરીકે ઉચ્ચારે છે. આ પ્રાચીન ભીલ જાતિ છે કે રાજસ્થાનથી લઈને તાપી સુધી પહોંચી હોવાની વાત લોક સાહિત્યમાં મળી આવે છે.

આ જ મેવાસી ભીલના વંશજ એવા પંચમહાલની મહી નદીનાં કોતરોમાં કંઈ વર્ષોથી પોઢી રહેલા એવા સાવ સામાન્ય લાગતા માણસો પણ એમના જ્ઞાન અને એમની પરંપરાઓને ઓળખવી ભલભલા અભ્યાસુને પણ સમજ પડે નહીં એવી હોય છે. મહીના કાંઠાના લાલાભાઈ સુરમાભાઈ મંછાર પણ કોચરકાકાની જેમ આદિવાસી વિદ્યાના જાણકાર છે. સાવ પાતળી તીર-કમાન જેવી કાઠી ના બાંધાનો, પાતળી વળાંકદાર મૂછો, મોંના બન્ને ગાલ ચીમળાયને હાડકાંઓ સાથે બેસી ગયેલા, બોખા જેવા લાગતા છતાં મૂછોને કારણે કોઈક રજપૂત વંશના લાગે છે લાલાકાકા. સાડાપાંચ ફૂટ ઊંચાઈમાં ભીલી પાઘડી અને પોતડીમાં વીંટળાયેલો, આંખોની ચમકથી યુવાની ની યાદ અપાવતો છે એમનો ચહેરો. બોલે ત્યારે કોઈ પહાડીપણું કંઠમાં ભરાઈ રહ્યું હોય તેમ ઘેરો ભરાવદાર અવાજ છે. તેમને પહેલી વખત સાંભળનારને અચરજ પમાડે એવો. ધારેલું કરવાની તેમની ઈચ્છા તેમને સાઠ વરસ સુધી ખેંચી લાવી છે.







બે-ત્રણ એકર જમીન ખેડીને આજીવિકા ચલાવનાર સુરમાભાઈના છ પુત્રોમાંથી લાલાભાઈના ચાર છોકરા ભણ્યાગણ્યા. છતાં, અધ્ધરિયા નોકરીએ આમથી તેમ રખડતા રહ્યા. લાલાકાકા કહે છે, 'હું ક્યારેય નિશાળમાં ગયો નથી છતાં આજે ઘણું બધું જાતે ઉકેલી શકું છું.' આને કારણે તાલુકે, જિલ્લે તેઓ સરકારી તંત્ર સાથે પણ સારું એવું કામ કઢાવી લે છે. તેઓનો મૂળ વ્યવસાય ખેતી અને પશુપાલન છે. તેથી વરસના બારેય મહિના તેઓ ગામ, સીમ, ખેતર, કોતર, નદી, નાળે, ડુંગર, ટેકરીઓમાં રખડતા જ હોય. આ રખવાળના સ્વભાવને કારણે તેમને ઔષધિઓનું જ્ઞાન ભરપૂર છે. તેમની પાસે સાપ-સાપોલિયા વિશે ખૂબ બારીક માહિતી છે. તેઓ કહે છે કે કોટ નામનો સાપ કરડી જાય અથવા તો એના સંડાસ પર પગ પડી જાય તો માણસ કે જનાવરનો પગ સડીને કામ વગરનો થઈ જાય છે. તેના માટે તેઓ કંટોલીના મૂળનો ઉપયોગ કરે છે. વીંછીના ઝેર તો તેઓ મોઢે ચૂસીને કાઢી નાખે છે.

કોઈને કીડા પડ્યા હોય, તાવ થયો હોય, છોકરી  કે બાયુને માસિક ધર્મ જેવા કુદરતી નિયમોમાં થતી બીમારીઓને ઝટ દઈને કાબૂમાં લાવી દે છે.' તેઓ પગના જૂના કાંટાની ભમરી કાઢવા માટે પણ દવા આપે છે. દવા એવી કે સવાર પડે તો કાંટો એની મેળે ભમરી માંથી બહાર નીકળવા માંડે. આવી જુદા-જુદા પ્રકારની બીમારીઓની જાત-જાતની દવાઓ તેમના સ્મરણમાં છે.

તેઓ માત્ર માણસની જ બિમારીઓ વિશે જાણકાર નથી, પરંતુ ઢોર કે જન-જનાવરના પણ તેઓ ખૂબ મોટા જાણકાર છે. કોઈ ઢોરને પગ ભાંગી જાય, પાંસળી ઊતરી જાય, હાડકી બેસી જાય, તો આવી ઘણી બધી આફતો માટે તેમની પાસે કોઈને કોઈ ઉપચાર મળી જ રહે છે. તે કહે છે કે ઢોર કે બકરાને પગ ભાગી ગયા હોય તો ખાખરાનું સોડું (છાલ) મૂકી, દોરીથી વીંટીને પાટો બાંધી દઈ,  ત્રણ દિવસમાં છોડી નખતાં, ગમે તેવો ભાગેલો પગ પણ ગાંઠ વળીને સાજો થઈ જાય છે.

લાલાકાકા જણાવે છે કે અમુક દવાઓ તો ન જાણવા હોય છતાં ક્યારેક મગજમાં આવેલા વિચારને ઉપયોગમાં લઈ લેવાથી બધું આગળ એની મેળએ ઉકેલાતું જાય છે. ઢોરોમાં થતી ખાસ બીમારીઓ-મેણો અને વેલો નામના બે પ્રકારનાં જીવડાંઓ દ્વારા થાય છે. વેલો નામનાં જીવડાં બાર જાતનાં હોય છે એવું તેઓ કહે છે. ફેણિયું, લાડિયું, ટૂટીયું આવા બધા પ્રકારનાં જીવડાંઓથી ઢોરો બીમાર પડતાં હોય છે. ટૂટિયું જીવડું શરીરમાં પેઠું હોય તો ઢોરના ચારેય પગ પાંગળા કરી નાખે છે. જનાવર ઊભું જ ના થઈ શકે એવી





પરિસ્થિતિમાં લાલાકાકા દાતરડાના બે છેડા લાલચોળ કરીને ઊભી અને આડી લીટીમાં ડામ મૂકી ખેંચી લેતા. થોડા વખતમાં ઢોર સાજું થઈને હાલતું-ચાલતું થઈ જાય એવુ તેમણે પોતાના જીવનમાં જોયું અને અનુભવ્યું છે.

આસપાસનાં દશ-બાર ગામમાં લાલાકાકાનું નામ સૌ કોઈ જાણે છે. દિવસ હોય કે રાત હોય કંઈ કરતાં કઈક કોઈને થયું, કે લોકો છેક તલાવ મુવાડા સુધી દોડતા આવે છે. સાવ ભોળો જીવ. રાતનું અંધારું હોય કે દિવસનો બપોરિયો તાપ, કાકા ખડે પગે મદદ માટે ઊભેલા જ હોય. ગરીબ હોય કે પૈસાદાર, એમને મન તો સૌ સરખા. બીમારી તો કોઈની બેલી નંઈ એવું તેઓ વિશ્વાસથી માને છે. એટલે કોઈપણ પ્રકારની બીમારી ઘરે આવે એટલે એના માટે કંઈક ને કંઈક કરી છૂટવાની તેમનામાં ધગશ. ‘આટલી દવા કરું પણ કોઈની બીડી ની મોંગુ,’ એવો કહેનારો તે બીજે કે ત્રીજે દિવસે પાછો બીમારને જોવા જાય તે દિવસે ચા-બીડી પીવે પણ પેહ્લે દિવસે તો નંઈ જ. ‘એનો જીવ બચાવવા જીયે અને તેનું ખાયે તો ઠીક ની  કેવાય,’ એવું તેઓ માને છે.

લાલાકાકા કહે છે કે તેમની પાસે ખોટું જંતર-મંતર મળે નહીં. એમના બળવાગીરી તેમને નહીં ફાવે. પત્ની મશીબેન પણ લાલાકાકા જેવી જ ચપળ અને કામગરી છે. આખા વિસ્તારમાં દાયણ તરીકે તેમનું નામ ખૂબ જ મોટું છે. નાનાં બાળકોની કોઈપણ પ્રકારની બીમારી વિશે મશીકાકી જાણકાર. ગામ આખામાં આ બે પતિ-પત્નીનું નામ કોઈ પણ વ્યક્તિના હોઠ પર આજે પણ જોવા મળે છે. જીવતાં જીવત તેમને કોઈનું ખોટું ઈચ્છ્યું નથી કે કોઈનું ખોટું લીધું નથી. આજે પણ તેઓ સાઈઠ વર્ષની ઉંમરે લોકોને મદદ કરી સુખથી જીવી રહ્યા છે. ◎◎






# નકશા



બાળ મિત્રો, તમે તમારા રાજ્ય, દેશ અથવા વિશ્વનો નકશો ચોક્કસ જોયો હશે. નકશા બનાવાની કળા બહુજ જૂની છે. નકશા બનાવવાની કળા અને વિજ્ઞાનને અંગ્રેજીમાં કાર્ટોગ્રાફી (Cartography) કહેવાય છે. આ શબ્દનું મૂળ ગ્રીક ભાષામાં જોવા મળે છે (chartis=map, graphein=write). ગ્રીક ભાષામાં સૌથી જૂના નકશા ગુફાઓમાં મળ્યાં છે. લિપિની શરૂઆત થઈ તે પહેલાં નકશાનો ઉપયોગ થતો હતો. દુનિયાના સૌથી જૂના નકશા ગ્રીસ દેશમાં જોવા મળે છે.

પ્રવર્તમાન જાણકારીને આધારે નકશાનો ઐતિહાસિક વિકાસ ચાર સ્પષ્ટ તબક્કાઓમાં વહેંચી શકાય છે. (૧) પ્રાગૈતિહાસિક કાળથી ઈ. સ. ૪૦૦ સુધીનો પ્રાચીન તબક્કો (૨) ઈ. સ. ૪૦૦ થી ૧૫૦૦ વચ્ચેનો મધ્યયુગીન તબક્કા (3) ઈ. સ. ૧૫૦૦થી ૧૯૦૦ દરમ્યાનનો પ્રાક અર્વાચીન તબક્કો અને (૪) ઈ. સ. ૧૯૦૦ પછીનો અર્વાચીન તબક્કો.

આશરે 3000 વર્ષ અગાઉ ઈજિપ્તવાસીઓએ સર્વ પ્રથમ સરળ પ્રકારના નકશા બનાવેલા, જેમાં ભૂમિ સરહદો દર્શાવેલી હતી. તેનો મુખ્ય ઉદેશ ચોક્કસાઈભરી મહેસૂલ આકારણી કરવાનો હતો. જો કે આ પ્રકારના પ્રાચીન નકશાઓ સ્થાનોની માહિતીના સંદર્ભમાં સામાન્ય પ્રકારના, ચિત્રાત્મક, પ્રમાણમાપ અને ચોક્સાઈ વગરના હતા. આધુનિક નકશાઓનો પાયો નાખવાનો જશ એરિસ્ટોલ, ઈરેસ્થેનિલ તેમજ ટોલેમી જેવા ગ્રીક નિષ્ણાતોને ફાળે જાય છે. ગ્રીક દેશના Claudius Ptolemaeus એમના નકશાની વિદ્યા માટે જાણિતા હતા.

૧૩ મી સદીના અંત ભાગમાં ઈટાલિયન નકશાકારોએ નાવિકવિદ્યા અંગેના નકશા બનાવ્યા જેને પોર્ટોલોનના આલેખો તરીકે ઓળખવામાં આવતા હતા. ચૌદમી સદીમાં નકશાની સ્થિતિનો ખ્યાલ પોર્ટોલોનના આલેખોમાંથી બચી ગયેલા વીસ નકશા પરથી મેળવી શકાય છે. ચર્મપત્રો પર બનાવેલા નકશાઓ ૯૦/૪૫સે.મી માપના હતા.

૧૫ મી સદીમાં સૌપ્રથમ છાપકામની શરૂઆત થઈ. શરૂઆતમાં નકશા લાકડાં ઉપર કોતરવામાં આવતા હતા. ધીરે-ધીરે આ કામ તાંબા ઉપર થવા લાગ્યું. ૧૫મી અને ૧૬મી સદીમાં અંગ્રેજ, ફ્રાન્સ, પોર્ટુગલ





દેશો વ્યવસાય માટે સમુદ્રમાર્ગથી બીજા દેશોમાં પહોંચવા લાગ્યા. આથી નકશા બનાવવાની કળા વિકસીત થવા લાગી. નવા-નવા પ્રકારના નકશાઓનું સંશોધન થવા લાગ્યું. દરિયાઓના નકશા બનાવવામાં આવ્યા જેમાં ટાપુ, નદી, સાગર કાંઠાં તેમજ બંદરગાહ બતાવવામાં આવતાં. આ સમયમાં હોકાયંત્ર તેમજ બીજાં નૌકાશાસ્ત્રનાં યંત્રો ઉપયોગી થવા લાગ્યાં. વ્યવસાય સાથે આ સમયગાળામાં ઈંગ્લેન્ડ અને ફ્રાન્સ દેશોએ બીજા દેશોમાં વસવાટ સ્થાપિત કર્યો અને ધીરે-ધીરે તેમને ગુલામ બનાવ્યા. આથી નકશાઓની ઉપયોગિતા ખૂબ વધી. નવા-નવા પ્રકારના નકશા બનાવવામાં આવ્યા જે આર્થિક, લશ્કરી તેમજ રાષ્ટ્રનીતિ માટે જરૂરી હતા. ૧૬મી સદીમાં બેલ્જિયમના Gerardus Mercator ખૂબ પ્રખ્યાત નકશા બનાવનાર હતા. તેમણે વિશ્વનો પહેલો નકશો બનાવ્યો. ૧૭મી સદીથી નકશા બનાવવા માટે વિજ્ઞાનનો ઉપયોગ થવા લાગ્યો. Aerial photography અને satellite imagery આવવાથી નકશા વધારે સ્પષ્ટ બનવા લાગ્યા. આજે નકશા બનાવવા માટે કમ્પ્યૂટરનો પણ ખૂબ ઉપયોગ થાય છે.

નકશા ઘણા પ્રકારના હોય છે. જેવા કે, ભૌગોલિક નકશા જેમાં કોઈપણ ક્ષેત્રમાં આવતા પર્વતો, નદીઓ, જમીનના પ્રકાર, ખનિજ વગેરે બતાવવામાં આવે છે. રાજનૈતિક નકશામાં આપણે રાજ્યો, તેમની રાજધાની, શહેરો, રેલ્વેમાર્ગ અને ધોરીમાર્ગ જોઈ શકીએ છીએ. આબોહવાના નકશા તાપમાન, વરસાદ, વગેરે દર્શાવે છે. ભાષાઓના પણ નકશા આવે છે જેમાં વિભિન્ન પ્રદેશો, લોક વસ્તી અને બોલાતી ભાષાઓ દર્શાવવામાં આવે છે. પ્રવાસ માટે ખાસ નકશાઓ ઉપલબ્ધ હોય છે જેમાં પ્રવાસના માર્ગો, પ્રવાસ માટેની વિમાન, રેલવે અથવા રોડ માર્ગની સુવિધાઓ તેમજ રેહઠાણની સુવિધાઓ વિશે માહિતી મળે છે.

શરૂઆતમાં નકશાઓ પીંછી તેમજ ચર્મના ઉપયોગથી બનાવવામાં આવતા હતા. આજે નકશાઓનું સંકલન, મુસદ્દાઓ (કાચા નકશા) બનાવવા તથા તેનું પુનઃ મુદ્રણ કરવા માટે ખાસ પ્રકારના કેમેરા તૈયાર કરવામાં આવ્યા છે. કમ્પ્યૂટર ટેકનોલોજી આવવાથી નકશા બનાવવાનું વિજ્ઞાન ઝડપી બન્યું છે. આજે નકશાઓ દેશના વિકાસ તેમજ સુરક્ષા માટે પણ ઉપયોગી થાય છે.

બાળકો, તમે પણ નકશા દોરી શકો છો. તમે તમારા ગામનો નકશો બનાવી શકો. આ નકશામાં તમારા ગામમાં આવતી નદી, ડુંગર, કોતર, જંગલ તેમજ પંચાયતની ઓફિસ, નિશાળ, ઘરો, ખેતરો બતાવી શકો. આવો કોઈ નકશો બનાવી સ્કૂલ અથવા પંચાયતમાં મૂકી શકો. આથી કોઈ બહારથી આવેલ વ્યક્તિ તમારા ગામની આસાનીથી મુલાકાત લઈ શકશે. ☺☺







# બાંગનું વરદાન



એક વરસે જરાયે વરસાદ ન પડ્યો. પાણીનો દુકાળ પડ્યો. જંગલ અને વાડી-વસ્તીમાં, ક્યાંયે પક્ષીઓને પાણી પીવા ન મળતું. એટલે કાગડો, મેના, ચકલી, પોપટ, ખિસકોલી, મોર, બતક અને કૂકડો, એવાં બધાં પક્ષીઓ અને મોટાં અને નાનાં પ્રાણીઓ ભેગાં થયાં. તેઓ વિચાર કરવા લાગ્યાં કે પાણી માટે શું કરવુ?



બધાંએ મળી એક કૂવો ખોદવાનું નક્કી કર્યું. બધાં પશુ અને પક્ષી ગામમાં ગયાં અને જેને જે ઓંજાર હાથ લાગ્યું એ લઈ આવ્યાં. કોઈ ત્રિકમ, તો કોઈ પાવડો, કોઈ કોદાળી તો કોઈ તગારું, બધાં કામે લાગી ગયાં. કુકડો પણ ગયો. બધાં કામ કરતાં હતાં પણ કૂકડો એક બાજુ બેસીને જોયા કરે. પોપટ બોલ્યો, 'કૂકડાભાઈ, આમ ન ચાલે. પાણી પીવું હોય તો કામે વળગી જાઓ, કૂકડાએ તો આંખ આડા, કાન કર્યા. અને અહીં-તહીં ફરતો રહ્યો. બધાં પશુ-પક્ષીઓએ મળી ખૂબ મહેનત કરી. કૂવો ખોદ્યો. પાણી આવ્યું એટલે બધાંએ ધરાઈને પાણી પીધું. પણ કોઈએ કૂકડાને પાણી પીવા ન દીધું. કૂકડો કાલાવાલા કરવા લાગ્યો, એટલે પક્ષીઓએ એને 'વરદાન' આપ્યું, 'તું પરોઢિયે ઊઠીને બાંગ દેજે, માણસોને જગાડી કામે વળગાડજે અને પછી તું પાણી પીજે.'

તેથી તે દિવસથી કૂકડો વહેલી સવારે ઊઠી બાંગ પોકારે છે. ☺☺





# લીમડી



મેં તો આંગણામાં રોપી લીમડી રે, મારી લીમડી લૂમેઝૂમે છે.

લીલી તે છમ મારી લીમડી રે, મારી લીમડી લૂમે ઝૂમે છે.

લીલાં લીલાં પાંદડાં ને ધોળાં ધોળાં ફૂલડાં

વાયુની લહેરખીએ રુમઝૂમ ઝૂમતાં

લીમડીની છાંય મને ગમતી રે, મારી લીમડી લૂમે ઝૂમે છે.

આકાશમાં ઊડતાં પંખીડાં આવતાં

ડાળીએ બેસી એ તો લીંબોડી ચાખતાં

ઝૂમખે ઝૂમખે ઝૂલતાં રે, મારી લીમડી લૂમે ઝૂમે છે.

નાનેરાં બાળ સહુ રમવાને આવતાં

આટા-પાટાને વળી સાત તાળી રમતા.

લીમડીની છાંયમાં નાચતાં રે મારી લીમડી લૂમે ઝૂમે છે.

લીમડીની ડાળે હિંચકતા રે, મારી લીમડી લૂમે ઝૂમે છે.







# બાબા આમટે



રક્તપીત, જે કુષ્ઠરોગ નામે પણ ઓળખાય છે, એક એવી બીમારી છે કે એ નામ સાંભળતાં જ ડર પેદા થાય છે. એક કારણ એવું છે કે મોટા ભાગના કુષ્ઠ રોગી મંદિરની બહાર ભીખ માગતાં હોય છે અને એમનું શરીર જોઈને મનમાં તિરસ્કાર જાગે છે. નાક, કાન, આંગળીમાંથી પરું નીકળતું હોય, દુર્ગંધ ફેલાવતા હોય, એવા ભિખારી નજીક આવે તે પહેલાં જ એમની તરફ રૂપિયો ફેંકીને માણસ છટકી જાય. એ નજીક આવે તો આપણને ચેપ લાગી જાય એવી બીક હોય.

એવા જ એક કુષ્ઠરોગીને સાંજે રસ્તામાં પડેલો જોઈ,મુરલીધર દેવી દાસ આમટેની પ્રતિક્રિયા આપણા જેવી જ થઈ. નાક પર રૂમાલ પકડીને મુરલીધર આગળ નીકળી ગયા. થોડા આગળ જઈને એમને લાગ્યું કે ગાંધીજી જેમને ‘‘અભય સાધક’’ નામથી બિરદાવેલ છે તેને માટે આવો વર્તાવ શરમજનક કહેવાય. મુરલીધર પાછા ફર્યા અને કુષ્ઠરોગીની બાજુમાં ઊભા રહ્યા. રોગી બેભાન અવસ્થામાં પડેલો હતો અને એના શરીરમાંથી ખરાબ ગંધ આવતી હતી. મન મક્કમ કરીને મુરલીધરે રોગીને ખભા પર ઊંચકી લીધો અને પોતાના ઘરે લઈ ગયા . ઘરમાં પત્ની સાધનાબેન અને બે છોકરાઓ હતા. સાથે મળીને બધાએ રોગીની સેવા કરી અને ઘરની બાજુમાં જ એક ઝૂંપડી બનાવીને એને રહેવાની વ્યવસ્થા કરી આપી. બીજે દિવસે એમના પાડોશીઓને ખબર પડી કે એક કુષ્ઠરોગી તેમની નજીક રહેવા માંડ્યો છે. બધાએ વિરોધ કર્યો. એટલે મુરલીધર આમટે ગામની બહાર, જંગલમાં રહેવા ગયા. એક ઝૂંપડી પોતાના કુટુંબ માટે અને બીજા રોગી માટે બનાવી. ધીરે-ધીરે કુષ્ઠ રોગી વધતા ગયા.

આજે આ સ્થળ પર આનંદવનના નામથી આખા વિશ્વમાં પ્રખ્યાત છે. મુરલીધર દેવીદાસ આમટે નામીતા સમાજ સેવક બાબા આમટે ઓળખાયા. બાબા આમટેનો જન્મ ૨૬ ડિસેમ્બર ૧૯૧૪ ના રોજ મહારાષ્ટ્રના વરધા જિલ્લામાં આવેલા હિંગનઘાટ માં થયો હતો. તેઓ એક વરિષ્ઠ બ્રાહ્મીણ કુટુંબમાં જન્મ્યા હતા. તેઓ એક વકીલ હતા. તેઓ મહાત્મા ગાંધીથી ખૂબ પ્રભાવિત હતા અને ઘણાં વર્ષો બાપુના સેવાગ્રમ આશ્રમમાં રહ્યાં હતા. ભારતની આઝાદીની લડતમાં તેઓ જોડાયા હતા. ગાંધીજીના વિચારોથી પ્રભાવિત થઈ અને કુષ્ઠરોગીઓની પીડા જોઈ તેમને કુષ્ટરોગીઓની સેવામાં પોતાનું જીવન અર્પણ કર્યું. ૧૯૪૬ માં તેમને સાધનાબેન ગુલેશાસ્ત્રી જોડે લગ્ન કર્યાં.





કામ શરૂ કરતા પહેલાં કલકત્તા જઈ બાબા આમટેએ કુષ્ઠરોગીની સારવાર માટે તાલીમ લીધી હતી. શરૂઆતમાં તેઓ ચંદ્રપુર જિલ્લાના ગામડાઓમાં કુષ્ટરોગીઓ માટે ક્લીનિક ચલાવતા હતા. તે પછીના વર્ષોમાં બાબા આમટેએ ત્રણ આશ્રમ સ્થાપિત કર્યાં હતા. તેમાંથી આનંદવન સૌથી પહેલો આશ્રમ હતો. તે પછી એમને સોમનાથ અને અશોકવન આશ્રમ શરૂ કર્યાં. તે સમયે અને આજે પણ કુષ્ઠરાગિયો  માટે સમાજમાં ખોટી માન્યતાઓ ફેલાયેલી  છે. ઘરમાં એક કુષ્ઠ રોગી હોય તો સમાજ એના કુટુંબનો બહિષ્કાર કરે છે. આનંદવનમાં ઘણાં આવો કુષ્ઠરોગીઓને સારવાર આપવામાં આવે છે.

કેટલાંક રોગીઓ આનંદવનમાં રહે છે. ત્યાં બધાંનું નિવાસનું આયોજન કરવામાં આવે છે. ત્યાં આધુનિક ઉપકરણોથી હોસ્પિટલો બનાવેલ છે. અનાજ, શાકભાજી ઈત્યાદીનું ઉત્પાદન સ્વયં રોગીઓ કરે છે. સુથારકામ, મોટર રિપેરિંગ ઍંજિનયરિંગની કાર્ય શાળોઓ છે. ત્યાં વિકલાંગ થયેલા લોકો સારી રીતે કામ કરે છે. હોસ્પિટલના સ્ટાફના માણસો પણ સાજા થયેલા  રોગીઓ જ છે. ત્યાં ગૌશાળા છે જેનું દૂધ આનંદવનની જરૂરિયાત  પૂરી પાડે છે. આનંદવનમાં  નિશાળ તેમજ  કૉલેજો છે.

બાબા આમટે સાદુ જીવન વ્યતીત કરતા હતા. તેઓ લોકોની આત્મ નિર્ભરતા ઉપર માનતા હતા અને આ સુત્ર તેમને આનંદવનમાં ઉપયોગ કર્યો હતો. ૧૯૯૦માં તેઓ મેધા પાટકરના ‘નર્મદા બચાવો આનંદોલન’ માં જોડાયા. આ આનંદોલનમાં તેમને નર્મદા નદી ઉપર બંધાતું સરદાર સરોવર ડેમથી  વિસ્થાપિત થયેલા લોકો માટે કામ કર્યું. એમના સામાજિક કાર્ય માટે ૧૯૮૫ માં બાબા આમટેને  ‘રેમન મેગસસે પુરસ્કાર’ થી સમ્માનિત કરવામાં આવ્યા. ૨૦૦૭માં બાબા આમટે પાંડુરોગથી પીડિત થયા. તેઓ ૯ ફેબ્રુઆરી ૨૦૦૮ના રોજ મૃત્યુ પામ્યા.

આજે એમનુ કાર્ય એમના પુત્ર અને પુત્રવધુ આગળ ધપાવી રહ્યા છે. એમના મોટા પુત્ર  વિકાસ આમટે અને પત્ની ભારતીબેન મહારોગી સેવા સમિતી દ્વારા લોકોને સેવા આપી રહ્યાં છે. એમના નાના દિકરા પ્રકાશ આમટે અને તેમની પત્ની મંદાકીનીબેન મહારાષ્ટ્રના ગઢચીરોલી જિલ્લામાં દવાખાનુ અને વિદ્યાલય ચલાવી રહ્યાં છે. તેમના દિકરા પણ આ કામમાં જોડાઈ ગયા છે. ખુબ આનંદની વાત છે કે આ વર્ષનો સમાજ કાર્ય માટેનો ‘રેમન મેગસસે પુરસ્કાર’ ડૉ. પ્રકાશ આમટેને મળ્યો છે.  એક વ્યકિતના સમાજ માટે જીવન સમર્પણથી કેટલાક કુષ્ઠરોગીઓને નવુ જીવન મળ્યુ. ☺☺






# શું તમે જાણો છો ?



૧) જેટ હવાઈજહાજ ઉડાડનાર પહેલી મહિલા કમાન્ડર કોણ હતી ?

▶ રાગિની સેન ▶ પદ્મા રોય ▶ સૌદામિની દેશમુખ ▶ વર્ષા ડે

૨) નીચેનામાંથી જલોદ્‌ભિજ વનસ્પતિ કઈ છે?

▶ કમળ ▶ થોર ▶ કેક્ટસ ▶ સૂર્યમુખી

૩) મિથેન નામક ઝેરી વાયુ કયા ગ્રહ ઉપર છે?

▶ યુરેનસ ▶ માસ ▶ નેપ્ચ્યૂન ▶ પ્લટો

૪) થર્મોમીટરમાં શું ભરવામાં આવે છે?

▶ દિવેલ ▶ પારો ▶ કલાઈ ▶ મધ

૫) લડાઈ માટે ઝડપી કામગીરી કરનાર ટુકડી કઈ છે?

▶ આર.એસ.એસ ▶ આર.એ.એફ ▶ એસ.આર.પી ▶ બી.એસ.એફ

૬) 'અગદ' એટલે શું?

▶ દવા ▶ આભૂષણ ▶ રોકડ નાણું ▶ શંખ

૭) કોના ફળને ''પરડાં'' કહે છે?

▶ આસોપાલવ ▶ આંબો ▶ બાવળ ▶ લીમડો

૮) મેક્સિકોમાં આવેલું હિન્દુ શૈલીનું સ્થાપત્ય ધરાવતું મંદિર કયુ છે?

▶ સૂર્યમંદિર ▶ વાયુમંદિર ▶ ચંદ્રમંદિર ▶ અગ્નિમંદિર





૯) સૂર્યની પ્રચંડ ગરમીથી પૃથ્વીનું રક્ષણ થાય છે. કારણ કે વાયુ સૂર્યનાં કિરણોનું શોષણ કરે છે?

▶ હાઈડ્રોજન ▶ ઓઝોન ▶ ઓક્સિજન ▶ નાઈટ્રોજન

૧૦) કયા ગ્રહને સૂર્યની આસપાસ એક આંટો પૂરો કરતાં ૯ કલાક ૫૫ મિનિટ નો સમય લાગે છે?

▶ મંગળ ▶ બુધ ▶ ગુરુ ▶ શુક્ર

૧૧) કયું સાધન પાણીની સપાટીથી સહેજ ઊંચે રહીને ગતિ કરે છે?

▶ સબમરીન ▶ સ્ટીમર ▶ હોવર ક્રાફ્ટ ▶ હોડી

૧૨) કુતુબ મિનારનું બાંધકામ કોણે પૂર્ણ કરાવ્યું હતું?

▶ કુત્બુદીન ઐબકે ▶ અલાઉદીન ખિલજીએ ▶ અલ્તમશે ▶ હુમાયુએ

૧૩) ગ્રીક શિક્ષક અને દર્શક તરીકે પ્રસિદ્ધ થઈ ચૂકેલા મહાનુભાવ કોણ હતા?

▶ એરિસ્ટોટલ ▶ રિચાર્ડ એટનબરો ▶ આર્કિમીડિઝ ▶ ઈદી અમીન

૧૪) ૧૯૩૦ના દાયકામાં ઈટાલીએ કયા દેશ સામે રાસાયણિક શસ્ત્ર વાપર્યું હતું?

▶ ડેન્માર્ક ▶ નોર્વે ▶ એબિસિનિયા ▶ અલ્બેનિયા

૧૫) નીચેનામાંથી સૂર્યનો સારથી કોણ છે?

▶ તરુણ ▶ વરુણ ▶ અરુણ ▶ કરુણ

---

જવાબો:

૧-સૌદામિની દેશમુખ • ૨-કમળ • ૩-નેપ્ચ્યૂન • ૪-પારો • ૫-આર.એ.એફ • ૬-દવા • ૭-બાવળ • ૮-સૂર્યમંદિર • ૯-ઓઝોન • ૧૦-ગુરુ • ૧૧-સબમરીન • ૧૨-અલ્તમશે • ૧૩-એરિસ્ટોટલ • ૧૪-અલ્બેનિયા • ૧૫-અરુણ







# Punctuation



અંગ્રેજી ભાષામાં નીચે મુજબના વિરામ ચિન્હો / punctuation marks ઉપયોગ થાય છે:

૧) Full stop/period (.) નો ઉપયોગ વાક્યના અંતમાં થાય છે.

eg. She is a nice person.
My mother gives me a glass of milk every morning.

Full stop (.) સંક્ષિપ્ત રૂપમાં આપેલા શબ્દો પછી મુકાય છે.

eg. Dr., Mrs., Mr.
P.O. (Post Office)
U.S. A. (United States of America)

૨) Question Mark (?) પ્રશ્નના અંતે મૂકવામાં આવે છે.

eg. Where are you going?
How are you?
Did you meet your friend yesterday?

૩) Exclamation Mark (!) એવા વાક્યો અથવા શબ્દો પછી વાપરવામાં આવે છે જે ભાવના વ્યક્ત કરે છે.

e.g. What a beautiful picture!
Oh! I am so happy.
Alas! He is no more.
Hurrah! We have won the match.

૪) Comma (,) નાનું વિરામ દર્શાવવા માટે મુકાય છે.

e.g. She is kind, honest and intelligent.
He said, “I am sick.”





Yes, you may go to Bombay.
No, you cannot leave me alone.
Yes, let us all go to see a movie.
Well, sir, you may cancel your tickets.

૫) Capital letter,
- વાક્યના પહેલા શબ્દ માટે ઉપયોગ થાય છે. e.g. I live in Kerala.
- વ્યક્તિઓનાં નામ માટે, e.g. Sunaina, Madhu, Lokesh
- જગ્યાઓનાં નામ માટે, e.g. Ahmedabad, Aurangabad, Kolkata
- દેશોનાં નામ માટે, e.g. Japan, India, China
- નદીઓનાં નામ માટે, e.g. Ganga, Mahi, Orsang, Tapi
- પર્વતોનાં નામ માટે, e.g. Mount Everest, Himalayas
- 'હું' સંબોધિત કરવા માટે, e.g. I
- મહિના અને દિવસના નામ માટે, e.g. July, August, Saturday, Thursday

૬) Inverted Comma (" ") નો ઉપયોગ વાર્તાલાપની શરૂઆત અને અંતમાં થાય છે.
e.g. He said to his mother, "I will return home late tonight."
Seema asked her teacher, "May I read in the library?"

૭) Apostrophe (') અમુક શબ્દો નાના કરવા માટે મૂકવામાં આવે છે.
e.g. can't (cannot), didn't (did not), I'm (I am)






# ચાલો નવા શબ્દો શીખીએ



કોઈપણ ભાષાને સારી રીતે સમજવી હોય, શીખવી હોય તો તેના શબ્દો જાણવા જરૂરી બને છે. શબ્દો સહેલાઈથી શીખવા માટે શબ્દની સાથે ચિત્ર હોય તો તે સરળતાથી શીખી શકાય છે. આ અંકમાં આપણે અલગ અલગ આદિવાસી ભાષાઓના શબ્દોને શીખીએ

| | | |
|---|---|---|
| લાદી | ← ગુજરાતી → | વેલ |
| ટાયસો | ← રાઠવી → | પાટળો |
| ઓકરી | ← ડુંગરી ભિલી → | મોપ |
| ઉકળી | ← પંચમહાલી ભીલી → | પાટડી |
| તળિયું | ← ગરાસિયા → | મોબ |
| ફરસી | ← દેહવાલી → | આડ્યોં |
| ફરશા | ← પાવરી → | બોલ્યોં |

| | | |
|---|---|---|
| ખૂણો | ← ગુજરાતી → | પગથિયું |
| ખૂણો | ← રાઠવી → | પગટયા |
| ખૂણો | ← ડુંગરી ભિલી → | પાવરિયો |
| ખૂણો | ← પંચમહાલી ભીલી → | સડગ્યાં |
| ખૂણો | ← ગરાસિયા → | પાવરીઓ |
| કુડ | ← દેહવાલી → | પાવતુરી |
| કુપરુ | ← પાવરી → | પાયતર્યા |









| | | |
|---|---|---|
| બારણું | ગુજરાતી | ઉંબરો |
| બાયણ્યુ | રાઠવી | ઉંબરો |
| બાણનું | ડુંગરી ભિલી | ઉમરો |
| ટાટલું | પંચમહાલી ભીલી | ડેળી |
| કેમાર | ગરાસિયા | ઊમરો |
| જાંગ્યો | દેહવાલી | ચાડી |
| જુપૂ / કેવડો | પાવરી | ચૌકટ |





| | | |
|---|---|---|
| તકતી | ગુજરાતી | નકૂચો |
| ચોકઠુ | રાઠવી | હાકોળ |
| ડગળી | ડુંગરી ભિલી | અરો |
| બારહુટ | પંચમહાલી ભીલી | નકુસો |
| ડગળી | ગરાસિયા | એલ્લી |
| બાઅણા પાખોં | દેહવાલી | સુટ |
| ફાલકં | પાવરી | કડી |







| | | |
|---|---|---|
| કડું | ← ગુજરાતી → | જાળી |
| કળુ | ← રાઠવી → | જાળી |
| કરું | ← ડુંગરી ભીલી → | જાળી |
| કડું | ← પંચમહાલી ભીલી → | જાળી |
| કેરું | ← ગરાસિયા → | ઝાળી |
| હાકોલ | ← દેહવાલી → | ખિડકી |
| કડી | ← પાવરી → | જાળી |





| | | |
|---|---|---|
| બારી | ← ગુજરાતી → | મિજાગરા |
| બારી | ← રાઠવી → | ચીપલા |
| બારી | ← ડુંગરી ભીલી → | મિઝાગરાં |
| બારી | ← પંચમહાલી ભીલી → | મજાગરું |
| બારી | ← ગરાસિયા → | બાળવીત |
| ખિડકી પાખે | ← દેહવાલી → | બિજાગરેં |
| ખિડકી | ← પાવરી → | બિજાગરોં |







# અંકો શોધો





બાળકો, ઉપરના ચિત્રમાં તમે એક સ્ત્રી જોઈ શકો છો. ખાસ વાત એ છે કે આ ચિત્ર અંકોથી બનાવેલું છે. આ ચિત્ર માં ૧ થી ૧૦ અંક છુપાયેલા છે. તો મિત્રો, ચિત્રમાંથી અંક શોધો અને રમતની મજા લો!







# ફરી મળીશું



તમે માપપટ્ટી જોઈ છે. માપપટ્ટી અત્યારે કચકડાની અથવા તો સ્ટીલની પણ બને છે, પરંતુ આ પૂર્વે એ લાકડાની બનાવેલી રહેતી હતી. દિવાસળીનું ખોખું તમે જોયું છે. તેની અંદર જે દિવાસળી હોય છે તે એક ખાસ પ્રકારના લાકડાથી બનાવેલી હોય છે. નિશાળમાં જે પાટલી પર આપણે બેસીને લખીએ છીએ, એ પાટલી પણ લાકડાથી બનાવામાં આવે છે. આપણા ઘરનાં બારી-બારણાં પણ લાકડામાંથી બનાવેલાં હોય છે. આજે પણ ગુજરાતનાં ગામડાંઓમાં મકાનો બનાવતી વખતે લાકડાનો ઉપયોગ ખૂબ મોટા પ્રમાણમાં કરવામાં આવે છે. ઘણાં બધાં કુંટુંબોમાં રસોડામાં બળતણ માટે બહેનો લાકડાં વાપરે છે. લાકડાં વગર આપણી જિંદગી લગભગ અશક્ય બની જશે એટલી હદે લાકડાંનો વપરાશ આપણી રોજિંદી જિંદગીમાં થવા લાગ્યો છે. તમે જાણો છો લાકડાં વૃક્ષોમાંથી મેળવવામાં આવે છે.

પત્થથરો તો તમે જોયા જ છે. મોટા ભાગના પત્થથરો પ્રાચીન સમયમાં જમીનમાંથી ફાટી નીકળેલા જ્વાળામુખીથી આવતાં રસ-રસાયણોના ઠંડા થયા પછી તેમાંથી નિર્માણ થયેલા છે. પણ એવા પણ પત્થથરો હોય છે જેનું ઉદ્ગમ લાકડાં અથવા વૃક્ષોમાંથી થયેલ છે. જયારે મોટા ભૂકંપ થાય છે અને જંગલો ને જંગલો જમીનની અંદર ધૂસી જાય છે ત્યારે ધીમેધીમે એ જંગલોનાં વૃક્ષો જમીનના વજનથી પત્થથરો જેવાં બની જાય છે. પત્થથરો જેવાં નહીં પણ ખરેખરના પત્થથરો જ બની જાય છે. ઘણા બધા પત્થથરો પર આજે પણ ક્યારેક-ક્યારેક વૃક્ષોનાં પાંદડાંની છાપ જોવા મળે છે. આપણા મકાનના બાંધકામ માટે જે ફર્શીનો વપરાશ થાય છે તે તો ખાસ એવા જ પત્થથરોમાંથી બનાવવામાં આવે છે જે વૃક્ષોથી બનેલા પત્થથરો છે. એટલે દુનિયામાં વૃક્ષો હોવા જરૂરી છે જેથી આપણને પત્થથરો પણ મળશે, મકાન માટેની સામગ્રી પણ મળશે અને બળતણ માટે લાકડાં પણ મળતાં રહેશે.

માનવીને જીવતા રહેવા માટે હવાની જરૂરિયાત છે. માત્ર માનવીઓ માટે નહીં પણ અન્ય પ્રાણી, પશુ-પક્ષીઓને જીવવા માટે હવાની જરૂરિયાત છે. ખાસ કરીને હવામાં રહેલ પ્રાણવાયુ નામના વાયુની ખાસ જરૂરિયાત હોય છે. વૃક્ષો દ્વારા હવામાં પ્રાણવાયુનું પ્રમાણ વધારવાનું હમેશાં ચાલ હોય છે. એટલે વૃક્ષાના હોય તો હવામાં પ્રાણવાયુનું પ્રમાણ પણ ઘટતું રહેશે અને પ્રાણવાયુ પર આધારિત પશુ-પક્ષીઓનું જીવવું





મુશ્કેલ બની જશે.

વૃક્ષો ફળ અને ફૂલ આપે છે. એ ફુલોમાં મીઠાશ અથવા મધ હોય છે. એ મીઠાશ ચાખવા માટેના હેતુથી મધમાખીઓ, અન્ય કીટકો અને પક્ષીઓ હમેશાં એક ફૂલ પાસેથી બીજા ફૂલ સુધી ફરતાં રહે છે. તેઓ દ્વારા વિવિધ વૃક્ષોનાં બિયારણની વૃદ્ધી અને પ્રસાર થતો રહે છે. વૃક્ષો ફૂલ જ ના આપે તો પક્ષીઓ અને મધમાખીઓનું જીવવું અશક્ય બની જશે. વૃક્ષો ફળ ના  આપે તો અન્ય પ્રાણીઓને મળતો ખોરાક ઓછો થતો જશે અને અંતે તેમનું જીવવું પણ અશક્ય બની જશે.

પૃથ્વી એક ગ્રહ છે અને આપણી પૃથ્વી હમેશાં સૂરજ ફરતે ભમતી-ફરતી રહે છે. સૂરજ પાસે ઉષ્ણતા છે અને પ્રકાશ છે જે પૃથ્વી સુધી પહોંચતાં રહે છે. પણ સૂરજની ઉષ્ણતા અને પ્રખરતા પ્રમાણમાં આપણને સહન ન થાય એટલી વધારે રહેલી છે. તમે જાણો છો કે ઉનાળાના દિવસોમાં બે-ત્રણ કલાક સુધી મેદાન પર રમવું પણ અશક્ય બની જાય છે, કારણ કે સૂરજનો તાપ સહેવાની માનવીની મર્યાદા હોય છે. વૃક્ષો સૂરજનો તાપ થોડો ઓછો કરે છે જેથી આપણને જરૂરિયાત છે એટલો જ પ્રકાશ અને ઉષ્ણતા આપણને મળતાં રહે છે. આ બધાંનો અર્થ એવો થયો કે વૃક્ષોના લીધે આપણું જીવવું શક્ય બન્યું છે. આપણાં ખોરાક, હવા, મકાનો, એ બધાં જ વૃક્ષો પર આધારીત હોય છે.

વૃક્ષ એટલે ઝાડ. એ નાનું હોય, કે મોટું હોય સામાન્ય ઘાસફુસ હોય કે પ્રચંડ મહુડો હોય, એ બધાં જ આપણા માટે  ઉપયોગી હોય છે. અત્યારે દુનિયામાં વૃક્ષોનું મહત્ત્વ ખબર હોવા છતાં પણ જંગલો કાપવાની જાણે કે હરીફાઈ ચાલે છે. આપણે બધાં આટલાં મકાનો બનાવી રહ્યાં છીએ. કે હજારો ચોરસ કિલો મીટર જમીન રોજની વૃક્ષ વગરની બનતી જાય છે. આ આવું જ ચાલશે તો શું આપણે બધાં ટકી રહીશું ? ઉત્તર સ્પષ્ટ છે કે જ્યાં વૃક્ષો છે ત્યાં જ જિંદગી રહી શકશે. મારા નાના દોસ્તો, જ્યારે પણ સમય મળેશે ત્યારે પોતાના ઘરની નજીક એકાદબે ઝાડ વાવવાં. એ ઈશ્વરની ભક્તિનું સૌથી મોટું પ્રતીક છે. આદિવાસી તો પ્રત્યક્ષ વૃક્ષોની જ પૂજા કરે છે. ખરેખર એમની આ પૂજા પદ્ધતિ મહાન છે એવું આપણે કહી શકીશું. ☺☺





